


યાને

# લીલાવતીનું જાહેર લીલામ

## ભાગ - ૧

પ્રયોજક-શ્રીયુત અંબાલાલ નૃસીંહલાલ શાહ

પ્રકાશક-બુકસેલર જદુલાલ નારણદાસ

મુ. નડીઆદ

આવૃત્તી ૧ પ્રત ૪૦૦૦ સન ૧૯૨૩

કીંમત એક આનો

ઉમરેઠ. સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપી અને બુકસેલર જદુલાલ નારણદાસે નડીઆદમાં સ્વામીનારાયણના મંદીર આગળથી પ્રસિદ્ધ કરી.

## ચિત્રસમજ—

લીલાવતી ફૂલની છાબ લઇ શીવાલય તરફ જતા તેના જ્ઞાતિનો એક વૃધ્ધ ( કે, જે મરવાની આળસે જીવતો હતો ) તેના સૌન્દર્યથી મોહિત થઇ તેના બાપને વીસહજારનો બેંકનો ચેક આપી લીલાવતીને ખરીદ કરે છે; અર્થાત-લગ્નનું સાટું નક્કી કરે છે.

( જુવો—ટાઇટલ પેજ પહેલું )

પ્રિય વાંચક:—

આ પુસ્તકનો બીજો ભાગ જેનું નામ

**બાપ કે સાપ યાને સદ્દગુણી સુશીલા**

તથા ત્રીજો ભાગ – જેનું નામ

**બાપ કે સાપ યાને કમનશીબ કોકીલા**

રાખવામાં આવેલું છે તે ટુંક સમયમાંજ પ્રગટ થશે.

જથાબંધ મળવાનું મુખ્ય ઠેકાણું

**બુકસેલર જદુલાલ નારણદાસ ચોકસી**

ઠે. ગાંધીપોળ (ઘર) મુ. નડીઆદ

# લીલાવતી

( રાગ-હરિગીત )

કથની સુણાવું આપને શી રીત મારા વીતકની,
સુણશો ભલા આ દેશ જે પરદેશ ચીજ નવાઇની;
શી રીત પ્રસૂતિ વેદના કહો વાંઝણી જાણી શકે ?
શી રીત અબળા વેદના જર લોભી કહો જાણી શકે ? ૧

આ હિંદ સુંદર સુંદરીથી એક દી ઉંચે હતું,
આ હિંદ પારિજાતકે પરદેશીને હિ ચોળતું;
ઉંદર પકડવો ભક્ષવા બીલાડીને મન સ્હેલ છે !
પશુ આપઠાં ઉચ્છેદવાં ન કસાઈ મન મુશ્કેલ છે ! ૨

રાજનગર રળીયામણું ધંધે ઘણું જે ધીકતું,
કાળાં અને ધોળાં કૃતિ કરનાર નર વીર રાખતું;
મારા પીતાને લાડકી ત્રણ પુત્રી વણ કાંઈ નથી !
તેમાં વળી હું જ્યેષ્ઠ પુત્રી લાડકી અતિ રૂપથી ! ૩

---

સત્વર પ્રગટ થશે.

કળિયુગનો ચમત્કાર યાને પોલંપોલ દુનિયા

જાત વણિક વાણિજ્યમાં કળિયુગ પાવરધા ગણે,
ત્રણ દીકરી પર આશ મોટી કહાડવા દારિદ્રયને;
આડેશી પાડોશી બધાં મમ રૂપ મોહ પ્રશંસતાં,
સુખદા જીવન તે નર થશે જે ઘર **લીલાવતી**પામતાં ! ૪

ગુજરાતી પાંચ ભણી ગણી નિશાળ જાણી ભૂલવી,
જ્યાં દિન પ્રતિદિન યૌવન કળી ફૂલ સમી હું વિકસતી;
કાંચન સમું સૌન્દર્ય મમ દષ્ટા હૃદયને ભેદતું,
જ્યાં ચૌદ વર્ષ પૂરાં થયાં ત્યાં **કમનશીબી** શી કહું ! ૫

માળી વિવિધ પુષ્પો વડે વાડી મનોહર દીપવે,
જર લોભના આકર્ષણે સર્વસ્વ એ ઉચ્છેદશે ?
ઉચ્છેદશે જડમૂળથી એ શબ્દથી ના ભડકશો,
આ પુષ્પ સુંદરતા ભર્યું ક્ષણ માત્રમાં ચગદયું અહો ! ૬

બસ ! બાર વરસની બાળકી છોને ગણે સતયુગમાં,
નગરે વસેલાં બાળબાળા નાની વયે સો સમજતાં;
સંધ્યા સમય સાહેલી સંગ હું બાગબગીચે નીકળી,
સંસાર રચના સમજવા સખી સાથ હું વાતે ભળી ! ૭

પ્રણય શો ને મોહ શો તે ભિન્નતા ના સમજતી,
સ્રી ને પતિ મળી દંપતીના નામથી અજ્ઞ હતી;
આ હાસ્ય વિનોદે સખી ઉર ઉમંગકો ખ્હેલાવતી,
મુજ જ્ઞાતિ યુવક **પરિશીલન** સહસા વહ્યો જે સુમતિ ૮

એ દીનદશા વિદ્યા ભણી કૉલેજ નામાંકિત હતો,
ઘરબાર વણ દીન ઝુંપડી અમ પાસ તે રહેતો હતો,
આબાદ કુળવંતો હતો – દોલત કશી પાસે નહિ,
એક દિન આબાદી હતી – આજે નથી કંઈએ ધની, ૯

મદન વદને ભૂલાવતો એ યુવક સુંદર એટલો,
અમ જ્ઞાતિમાં એવો સકળ ગુણ સંપન્ને વર ન હતો;
મીઠી ચમનની મદ ભરી લહરી સમીરની આવતી,
મીઠી સ્મૃતિ સુકુમારની મન એટલી હા ભાવતી; ૧૦

વારી શકી ના ચિત્તને પરવશ બની એ મુખડે,
માંડી રહી મીટ દંપતીના રસ ભર્યાં દૂર સુખડે;
સાહજિક દૃષ્ટિ યુવકની મુજ મીટ તાર કરી રહી,
રે ! જીવનમાં પ્રથમે થયું કે પ્રેમ એ લૌકિક નથી ૧૧

પશ્ચાત હળીમળી બોલતાં ઉભય અમે અમ પ્રેમને
ક્રમશઃ હૃદય તુલુમ સુધ્ધ વૃધ્ધિ કરે અમ ઠ્હેમને
ના પિતૃ માતા સંમતિ વણ પ્રેમ સંલગ્ન થશે
આ શંક હૃદયે ચૌદ વર્ષની થઇ તહાં આવી વસે ૧૨
મૃત્યુ થયું જો હોત તો મુજ સમ સુખી કો ના હશે
ચઉદ વર્ષના આનંદ સો આક્રન્દ કઠવાં બોલશે
રે ! કરમ કથની આટલે ઇતિ શિવમ્‌માં મમ ભગવડુ
રડનાર ને જોનાર ના નિષ્ફળ શું આંસુ હું રડું ૧૩
ઘરકામથી પરવારી હું સંતપ્ત મન શોચી રહી
વિવાહના સ્વર કર્ણ ગોચર થાય બાપ સ્વમુખથી
ઉત્સુક ભડકી હું ઉઠી દોડી ગઈ એ સ્વર દિશા
છુપી રહી, સુણી રહી, જોઇ રહી હું સો દશા ૧૪
" આવી લલિત મમ પુત્રીની કિંમત કરી બસ બારસો
શરમ ન આવી બોલતાં આ નથી મફતનો વારસો "
પિતા કને બેઠો હતો ડોસો વરસ બસ સાઠનો
આંખોનું તેજ ગયું હતું વૃધ્ધત્વ ચિન્હ બધાં હતાં ૧૫
" પંદરસોમાં લાડકી તમ પારકી કરી દેવી છે "
" બે હજાર કિમ્મત થઇ ગઇ એ જાણજો ગૃહદેવી છે"
" બે હજાર પૂરા આપશું લગ્ન કહો કયારે થશે "
" પૈસા ગણી લેશો તમે આ વૃધ્ધ કયારે ખીલશે " ૧૬

" હજાર વીસ કદી રોકડા જો હોય પાસે આવજો "
" તમને તમારી હોવતો સંદેશ વળી અહીં કહાવજો"
" એક, બે, ત્રણ, ચારનો હિસાબ નથી કંઇ કોઇનો"
" ધંધો અમોને પાલવે તો સાંધવો છે છોડીનો " ૧૭

એ સ્વાર્થની વાતો મહીં શો સ્વાદ પાઠક ચાખશો
રે નરકનો કીડો સડે નરકે પછી આનન્દ શો
એ સુણવાથી લાભ શો વેચાણી વીશ હજાર હું
ડુમો ઉરે આવી જતાં બેભાનથી ધબ લઇ પડું ૧૮

મૂર્છા વળી ત્યારે પિતાને પાસ જોતાં સ્મૃતિ થઇ
બેઠી થઇ પગ પર પડી મમ ઉર વાતલડી કરી
રે બાપ થઇ ના સાપ થાઓ ડંસતા ના બાપુઓ
યૌવન નથી જોયું હજુ તેને તમે રંડાવશો ૧૯

મંડાવશો, રંડાવશો, માળી તમે આ બાગના
છેદાવશો ઉર આશ ઉગતી ઉર દયા છે કંઇજના
ઉંચી ઉંચી મ્હેલાતમાં મારો પ્રણય બાપુ નથી
મારા હૃદયના ભાવ શું એ વૃધ્ધતા પોષી શકી ૨૦

મારા હૃદયનો નાથ હો પછી રંક વિત્ત વિહીન ચે
પીપી ઠરૂં એ નાથના હાથે ગરીબી હાલ ચે
દીકરી ગણાયે ગાય સમ તે શું કસાઇ આપશો
ખૂની બની તમ હાથથી પોષી તમે તે કાપશો ૨૧

ખૂની તમારા હાથ શીદ આ ગાય આપીને કરો,
પ્રભુ ન્યાય દરબારે તમે અન્યાય કેર વર્તાવશો;
વર્તાવશો ના ફાવશો પ્રભુ કોયને સર ધારજો.
આ હાય બાળા આર્યની ઉચ્છેદ કરશે માનજો ૨૨
સાચી નીતિ, સાચ રીતિ, સ્વશ્રમ વડે અર્જિત હશે,
શાશ્વત જીવન સુખ આપશે – આનન્દને ઉભરાવશે;
પ્રભુતા વડે મન્દિર તમારાં અનુપમ સુખદ વર પામશે
પિતા ! દયા કરી પિતૃ ધર્મજ સાચવ્યે દુઃખ વામશે ૨૩
આજ્ઞાધિના પુત્રી તમારી બોલશો ત્યાં ચાલશે,
પણ બાપના પાપો સદા અંતર થકી ધિક્કારશે;
લ્હાણુ અત્યુત્તમજ કન્યાદાનમાં માનેલ છે,
લક્ષ્મીજી સાક્ષાત્ માર્ગ એવે સ્વયમ્ હા આવેલ છે ૨૪
વિક્રય કરી કન્યા તણો ઉંચો ન જોયો કેઇએ,
પગ પર કુહાડો મારવો છાંડો પિતાજી સત્ય એ;
પૈસા તણા લોભે તમે મમ જીવન ના લૂંટાવશો,
ટકશે નહિ – ટકશે નહિ : એ દાવમાં નહિ ફાવશો ૨૫
આર્જવ ભરી વિનતી પિતાજીને ન પિંગળાવી શકી,
મોહનો ના થોભ છે એ આડ ના માની શકે;
મૃત્યુ પ્રિય આથી ભલું જગ જીવવામાં શું રહ્યું,
ઉર જે હૃદય વાંચ્છી રહ્યું તે પામતાં ના શું રહ્યું ૨૬

મમ આંખના તારક તને બસ ભેટવા ઇચ્છા રહી,
માતા પિતાની જીદ હાળી પ્રેમ ધર્મ ઢગી રહી.
પણ લગ્ન ધર્મ વિચારતાં રે નાથ ! હૃદયી શું કરૂં,
ઇચ્છું તને, ચાહું તને પણ ધર્મ બંધન ના તજું ૨૭
બસ આત્મઘાતી હું બનું એ કલ્પના તૈયાર છે,
પણ શાસ્ત્રજ્ઞાતા રચિત પુસ્તક વાત એ ઇન્કાર છે;
અકળાઉં છું, મુઝાઉં છું, મમ હૃદય રડુ રડુ થાય છે,
આંસુ ખુટયાં ત્યાં અશ્રુનાં ઝરણાં સૂકાઈ જાય છે ૨૮
યમતણા દરબારમાં જાવા હતા તૈયાર જે,
ફૂટતી કળી યૌવન ભરી મદભર હતી તૈયાર જે –
સુણજો દયાહીન રાક્ષસો આ પુત્રી વેચીને લીલા,
પરણી પતિ હું વૃધ્ધને સર્વાંગ જેના છે ઢીલાં ૨૯
સતી પતિ ભક્તિ રીતથી નિજ દર્મને વિસ્તારતી,
રે, આર્યબાળા સૌ ગયે પણ ધર્મને ના વિસરતી;
કે ગત જીવનનાં પાપ આ ભવ બાપ હાથે ભોગવો,
ભાવી જીવનને પુણ્ય સંચયથી જીવિત પૂરૂં કરો ૩૦
વિક્રય કરી કન્યા તણો રે ! પુત્રીના પિતા સુણો
પિતા નથી સૂતા સુખે દોલત કરાવે ત્રાહ્જો
મારા પિતા, સુણનાર સુણ પઇસા મળે ગર્વીષ્ટ થઈ–
સટ્ટો કરી ગુમાવી દીધ ક્ષણવારમાં હોળી થઇ ૩૧

રે રે સીતમગર આ જુલમ પાપી જનો શિક્ષાય છે
જ્વાળા જલે આ આગશી હા-એ અરાબી થાય છે
ગગન ચુમ્બી હૅર્મ્ય[1] આ મોટપ બધી ભોલાવતી
શાને અરે આ ભસ્મીભૂત હું જોઉં છું ત્યાં લ.ધતી ૩૨
ક્યાં ગયા પિતા સુખી માળી નથી મારો હવાં
રે નામના પિતા બળીને ખાક પણ સાથે થયા
કોપ દૈવી માનજો નહિતો બને આ શી રીતે
પામ્યો બધો વૈભવ ગયો શું એક સાથે આ રીતે ૩૩
વિપત્તિ અતિ આવી પડી મમ જીવન નાગ સિધાવિયા
ધાર્યું હતું તે થાય તોયે ચિત્ત પછી બહુ ભાવીઆ
હું સોળ વર્ષો યોવના સુણુજો બની છું વિધવા
મમ ધર્મમાં હું રત રહી શણુગાર શા હવે ધારવા ૩૪
હું એકલી સંસારમાં હાવે બની ગઇ સુણજો
ભયભીત યોવન વિધવા વળી વાત એ વિચારજો
કલિયુગ વિધવા તિરસ્કૃત છે અપશુકન અંકાય છે
ને તુચ્છકારે સર્વદા સજ્જન ભલે લેખાય છે ૩૫
છોને ભલે વિધવા હશે નિજ જીવનને અજવાળતી
આસ્વાદને બહુ ભોગને એ ત્યાગશે પતિ જાપતી
રે બેકદર હિંદુ બને ઘાતી વિચારો નારીના
ના જુલ્મીના કંઇ ન્યાય છે જુલ્મી થતા વૈધવ્યના ૩૬

૧ આકાશ સાથે વાતો કરતી હોય એવી હવેલી

સાધુ ચરિતા વિધવા શંકાશીલા આ વિશ્વમાં
ના લૂગડે કંઇ હાથ લાગે તોય પુણ્ય પાપમાં
ચોર બની કોટવાલને આ ભાર્ત્તમાં કઇ દંડતા
ધોળે દિવસ સતી આબરૂ કંઇ બેફીકર થઇ લૂંટતા ૩૭
વિધવા નથી સતી પાકતી-એ ન્યાય કયાંથી શોધતા
વિધવા બધી ગુણીકાજ છે–એ શબ્દથી ના લાજતા
રે આબરૂને માનનારા સત્યને શીદ વિસરતા
રે પાપ કરનારા કહિ શું પુણ્યને પીછાનતા ૩૮
બની જ્યારથી વિધવા રહી હું પ્રાર્થતી પિયુ--પ્રાણને
સંસ્મરણ જુનાં યાદ કરતી શોચતી વિધિ વેષને
યાદ આવ્યો 'પરિશીલન સંસ્કારની સદ્‌મૂર્તિ જે
ના પ્રેમની મિઠાશ વિષથી મલિન ના કીધી ખરે ૩૯
કયાં યે મળે આરામના આ દર્દ પ્રેમી દિલને
એ નુર ચશ્મે ના ચડે અકળાવતું બેદિલને
તૃપ્તિ થતી ના પ્રેમની પીતાં અતિ અમી નીર યે
પીવા મળે ના જીન્દગી તે ધૂળથીયે ધૂળ છે ૪૦
જ્યાં જ્યાં રઝળતો બાગમાં તું ગૂલના ભુલી શકું
કંઇ પુષ્પને જોતાં તમારી યાદ ના વિસરી શકું
રે હાહ અંતર ઉઠતો તારા વિરહ રડી ઉઠતો
નેનના નુર નાચી રહ્યો હું રોશની ઢુંઢી રહ્યો ૪૧

જવલા જશે તુજ નેનમાં જે અન્યના નીરખી શકું
માનવ રહી તવ વિરહના હું દર્દને રોઇ રહું
રે, કિમ્મતી આંસુ પ્રિયાનાં ચુમવામાં લ્હાણુ છે
નાચું નયન મદભર પ્રિયા એની મઝા કંઈ ઓર છે ૪૨

હું એ બધું ભૂલી ગૂઈ મમ પિતૃ ફૂરતા ભૂલુ છું
નસીબે લખાણું ભૂંસવા ના કો બળી હું ધારૂં છું
ઇચ્છા હતી મારી પ્રિય પિયુ કુળ અજવાળવા,
શૈથિલ્ય મારૂં ભક્તિરજ યે ના હતું પતિ જાપવા ૪૩

અંધારી ઘેરી રાત્રીએ હું સુખથી સૂતી હતી
હું શ્વેત વસ્ત્ર ધારી સાદી સેજ પર પોઢી હતી
સાદુ અશન મમ કામને સંહારવા કરતી હતી
સંસારમાં વસવા છતાં સાધુ જીવન ધરતી હતી ૪૪

હું સાધ્વી જીવન ગાળતી એ ના જતું જોયું કદિ
નિજ આંખમાં કમળો થતાં પીળાશ સર્વ વ્યાપતી
પાપી જનો નિજ પાપથી ના પુણ્યને શાંખી શકે
રંડાયલી લપસી પડેલી શુધ્ધતા શાંખી શકે ૪૫

સાક્ષી પ્રભુ તુજને ધરૂં છું શુધ્ધતાથી જ્ઞાત છે
અબળા પ્રબળા કરતો વિભૂ વિપદ સમય સતી જ્ઞાત છે
અવશેષ જીવન આ રીતે મારે હશે પૂરૂં થવું
રે ! અન્યથા તે રાત્રી મારી જિંદગીનું શું કહું ૪૬

ભડકી ઉઠી શયતાનના આવેશ ભર્યા હું પ્રવેશથી,
હિમ્મત હશે સતી નારની તો ઈશ રક્ષે દુરથી !
પાપ મય શબ્દો નથી કહેતી અરે ! આ જીભથી !
સમજી શકો એ વાતને કે ના સુણી મેં વિનતી ! ૪૭
જુલ્મી થયા ત્યારે પછી મમ સતીત્વને સંહારવા !
જીદી બની પ્રભુ પ્રાર્થતી મમ સતીત્વને સંરક્ષવા !
જેનું હૃદય જે ભાવથી પરિલિપ્ત છે તે થાય છે !
અબળા હૃદય પોકારતી નિશદિન પતિના સાથને ! ૪૮
જાણ્યું જહાં કે નહિ ટકે મમ સતીત્વ એ રાક્ષસ વડે !
ત્યારે ખૂંચવી લઈ કટારી યુક્તિથી રાખું ગળે;
"સબૂર" એ હુંકારથી ભડકી ઉઠી અબળા હવે !
પાડી શકી ના બૂમ ચેઃ મમ ગાત્ર ચે ઢીલાં બને ! ૪૯
પ્રભુ સાચનો બેલી નકી હું એ ઘડી જાણી શકી,
આવી ઉભો ત્યાં પરિશિલનઃ રક્ષા કરી મમ શીયળની;
અર્પી શકે નિજ દાનને ના ઇચ્છતો એ વીરલો !
પ્રેમનો બદલો કર્યો વિણુ પ્રેમ દે એ હીરલો ! ૫૦

દુશ્મન બહુ ડર્યો પછી શી રીત તે ઉભા રહે,
જ્યાં સતીત્વના ઉચ્છ્વાસથી અંધકાર ચે ભેદી શકે;
જો પ્રાણુ પ્યારૂં શીયળ છે તો ઇશની રક્ષા રહે !
જો પ્રાણુ પ્યારૂં શીયળ છે તો ઝિંદગીના મોહ છે ! ૫૧

આટલા અન્યાયમાં સતી સાચને સ્વીકારતી !
આહુતિ દે સર્વસ્વની એ અંગના ભારત તણી !
જો શુધ્ધતા પમરી રહે તો શુધ્ધતાની ખોટના,
“ નારી નરકની ખાણુ છે” એ પ્રેમદાની ઉચ્ચતા ? ૫૨
સંગીત, નૃત્ય, કલાતણી શોભા અતિ વિસ્તાર જ્યાં,
સૌન્દર્ય સાચા પાકથી જગ લોક છે આતુર જ્યાં;
એ નારી ગણુ જનતા ખરે તૈયાર છે ઉચ્છેદવા,
નવપલ્લવે, નવચેતને, જ્યાં પૂર્વે ઉભરી જતાં ! ૫૩
બાહુ તણું બળ ખુટશે ને કલમ પણુ કંપી જશે !
લખનારની ઉર્મિ બધી તુફાન ગતિ એ ચાલશે !
એવાં રહ્યાં અગણિત વિધવા વૃત જાણો આપજો !
હું શું કહું હાવે હૃદયનો અગ્નિ તો સળગી રહ્યો ! ૫૪
તલવારના ચમકાર શી એ આંસુઓની ધાર છે !
એ આંસુડાંનાં મોતી ગરતાં ચોતરફ અંગાર છે !
અણુ ખીલ્યાં ફૂલો ઘણાં રે ! આમ જો ચાલ્યાં જશે !
હા, બાગ આ સુમધુર પ્યારો એકદા ખાલી થશે ! ૫૫
ગયું ગયું ગણી અધુના તમે વિચારશો કે ભાવિને ?
તમ પાપના પ્રાયશ્ચિતે વિચારશો કે ભાવિને ?
રૂપ રંગને રસથી ભર્યું એ ફૂલ નવજીવન કરો !
શીત સમીરના ઝટકા થકી એ ફૂલને સંરક્ષશો ? ૫૬

ભારત ભૂમિની સ્વર્ગ વાડી લીલી છમ કયારે થસે ?
કલેશિત તમારી ઝિન્દગી મીઠી મઝાની કયાં થસે ?
ઉલેચવાં અંધાર આ પાસે છતાં અજવાળું ચે,
તાપે તપ્યાથી લૂ કહો અબળા તણી કયારે જશે ! ૫૭
નવદંપતી સરખી વયે કયારે પ્રીતિને સ્થાપશે ?
નવદંપતી સમજી વયે કયારે પ્રીતિને સ્થાપશે !
નવદંપતી સુખ સંપથી કયારે પ્રીતિને સ્થાપશે ?
નવદંપતી ધર્મે રહી કયારે પ્રીતિ શોભાવશે ? ૫૮
મમ સૂક્ષ્મ પ્રેમી પરિશીલન હું ના કદિ વિસારતી !
કલ્યાણના સુખ માર્ગને હર નિશ પ્રભુને પ્રાર્થતી !
મુજ પ્રેમની કફની ધરીને લોક સેવા પરવરો !
પુત્રી કપાતી કતલખાને પિતૃને સમજાવતો ! ૫૯
તેને મળી હું તો હવે નિર્લજ્જ બનેલા લોકને–
સમજાવવાના કારણે હું પાથરીશ મમ પ્રાણને !
વૈભવ ઘણેરા છે મને પણ વિધવા શા કામનો ?
સજ્જન વિચારો જીવન સાદુ એજ વૈભવ માનવો ! ૬૦
અહિંસા તમે બહુ માનતા તો કયાં ગયો સિદ્ધાંત એ?
આ બાળ વિધવા રાંકડો, કલ્યાણ ત્યાં કહો શી રીતે!
રે ! હાય બાળાની તમારી જડ ઉખેડી નાખશે !
ઉન્નત દશા ના પામશો, જયાં બાળવિધવા કકળશે ! ૬૧

કન્યા તણા તમે દામ લઇ એ નીચ ધંધા ધારશો ?
ના પ્હોંચશે અમી કૂપને ઝેરી હવાથી બગાડશો !
ઉન્હી વરાળ નિઃશ્વાસની આદ્યન્ત બાળી મૂકશે !
રે ! હિન્દ તનુજો ભાવિની આલોચના આ શી મળે ! ૬૨

## જાહેર સુચના

આ પુસ્તક તેના લેખક શ્રીયુત અંબાલાલ નૃસીંહલાલ શાહને યોગ્ય બદલો આપી ખાસ સ્થાવવામાં આવેલી હોવાથી તેનો સર્વ હક્ક નડીઆદના બુકસેલર જદુલાલ નારણદાસનો હોવાથી તેમની ખાસ લેખીત પરવાનગી સિવાય કોઇએ છાપવું અગર છપાવવું નહી. જે કોઈ કાયદાનો ભંગ કરશે તેના ઊપર કાયદેસર ઇલાજ લેવામાં આવશે અને તેના સર્વ પ્રકારના ખર્ચનું જોખમ કાયદાનો ભંગ કરનારને શીર રહેશે એ નક્કી સમજવું.

લી. આપનો

બુકસેલર-જદુલાલ નારણદાસ ચોકસી

આ ટાઇટલ 'મહેશ' પ્રીન્ટીંગ પ્રેસ, (ગાયવાડી, ગીરગામ રોડ મુંબઈ-૪) માં ગુણવંતલાલ છોટાલાલ દેસાઇએ છાપ્યું છે.